વર્ષ : ૦૨

●

અંક : ૧૮

●

ડિસેમ્બર ૨૦૨૩

●

તંત્રી
**લલિતપુરી રામપુરી ગોસ્વામી**

●

E-mail
dashnamcircular@gmail.com

●

પ્રકાશન અને સંકલન
લલિતપુરી આર. ગોસ્વામી
સુરત.
મો. 98985 50833

●

ડિઝાઈન
**જી.પબ્લીકેશન્સ**
સુરત.

●

પ્રાપ્તિ સ્થાન

Join us on **WhatsApp Group**

JOIN

Follow us on **Telegram**

JOIN

For All Volume **Google Drive**

CLICK


તંત્રીલેખ...

## સહન શક્તિ...

કોઈક વ્યકિતએ આપણી સાથે કરેલ અયોગ્ય વર્તાવ-વ્યવહારનો બદલો લેવાની ભાવના ન હોવી, એના પ્રત્યે ઉગ્ર પ્રતિભાવ ન દાખવવો એ સહન શક્તિની નિશાની છે. એ વ્યક્તિ પ્રત્યે મનમાં પણ જરાયે દુર્ભાવના ન જન્મે, એટલું જ નહિ પણ એની તરફ કલ્યાણની ભાવનાનું ઝરણું વહ્યા કરે એ સહન શક્તિ. યાદ રહે કે સહન શક્તિ એ કાયરતા કે નબળાઈ નથી.

પરસ્પર પ્રેમ, સદ્‌ભાવ તથા ભાઈચારાની ભાવના જાળવી રાખવા માટે, પોતાની શક્તિઓ વ્યર્થ ન વેડફાય તે માટે, આવનાર અતિ વિકટ સમયની પરિસ્થિતિઓ અને સમસ્યાઓની સ્થિતિમાં સહન શકિતની આવશ્યકતા પડવાની જ છે.

“વસુધૈવ કુટુંબકમ્” એટલે કે બધા લોકો મારા પોતાના છે, આ ભાવના રાખવાથી આપણે એકબીજાને હસતા ચહેરે સહન કરી લઈશું.

આ વિરાટ મનુષ્ય વંશવૃક્ષનું દરેક પાંદડું પોતાના વિશિષ્ટ સ્વભાવ - સંસ્કાર ધરાવે છે. આ સ્મૃતિમાં રહેવાથી આપોઆપ સહન શકિત આવી જાય છે.

સહન શક્તિ ધારણ કરવાથી વ્યકિતત્ત્વમાં નિખાર આવે છે, અન્યોની નજરમાં આપણે મહાન બનીએ છીએ, સંબંધો ઘર્ષણમુક્ત, મધુર અને સુખદાયી બને છે.

- લલિતપુરી આર. ગોસ્વામી

## ... અનુક્રમણિકા ...






















# ભારત

## ૧૦૦૦ વર્ષના **શાસન**નો હિસાબ-કિતાબ....!!

- રમેશપુરી યુ. ગોસ્વામી 'સારથિ'
લાકડિયા, ભચાઉ (કચ્છ)



ભારતના શાસકોનો ઈતિહાસ એક હજાર વર્ષ થી બદલાયો છે. એ પહેલાં ચક્રવર્તી રાજાઓ હતા. ભારત હિન્દુઓનો શાંતિ પ્રિય દેશ હતો.(હા.હતો.)

તે સમયે ભારતમાં બહુમતી તો હિંદુઓની જ હતી, પરંતુ ભોળી, અભણ, સજ્જન, શાંત અને લાચાર અને મુર્ખ પ્રજા જુદા જુદા રજવાડાઓમાં વહેંચાયેલી હતી. એકતાના અભાવે જે કોઇ પણ આક્રાંતાઓ આવ્યા, તે ફાવી ગયા. રજવાડાઓમા પણ એક બીજા સાથે સુલેહ, સંપ ન હતા. આવી પરિસ્થિતિનો ગેરલાભ ઉઠાવી અંદરોઅંદર ફાટફૂટ પડાવી, લોભ લાલચ, કાવાદાવા, છેતરપિંડી અને કપટથી જનતાને અંધારામાં રાખીને સત્તા હાંસલ કરી. નવાઈની વાત એ છે કે આક્રમણકારીઓ પોતાની સાથે કોઇ મોટી સેના લઈને આવ્યા નહોતા. તેઓએ ભારતના જ લોકો ને મોટા પગારની લાલચ આપી સૈન્ય ઊભું કર્યું. ઉપરાંત સ્ત્રીઓ પણ નહોતા લાવ્યા. ભારતની હિંદુઓ સ્ત્રીઓને ઉઠાવી જતા. આજે ભારત મુસ્લિમો અને અંગ્રેજોની ગુલામીમાંથી મુક્ત તો થયું છે, પરંતુ અત્યાર સુધીના સત્તાલોલુપ ભ્રષ્ટ શાસકોએ તૃષ્ટીકરણની રાજનીતિ કરીને એક પક્ષને હંમેશા અન્યાય કર્યો છે.

આવો જાણીએ...

**કબિલાઈ ગુલામ વંશ :**
1 = 1193 મુહમ્મદ ઘોરી,
2 = 1206 કુતુબુદ્દીન ઇબાચ,
3 = 1210 અરામ શાહ,
4 = 1211 ઇલ્તુત્મિશ,
5 = 1236 રૂકનુદ્દીન ફિરોઝ શાહ,
6 = 1236 રઝિયા સુલતાન,
7 = 1240 મુઇઝુદ્દીન બહરામ શાહ,
8 = 1242 અલ્લાહુદ્દીન મસૂદ શાહ,
9 = 1246 નસીરુદ્દીન મેહમૂદ,
10 = 1266 ગ્યાસુદિન બલ્બ,
11 = 1286 કાઈ ખુસરો,
12 = 1287 મુઇઝુદ્દીન કૈકુબાદ,
13 = 1290 શામુદ્દીન,
1290 સ્લેવ વંશનો અંત
(શાસનનો સમયગાળો - લગભગ 97 વર્ષ.)

**ખિલજી વંશ :**
1 = 1290 જલાલુદ્દીન ફિરોઝ ખિલજી,
2 = 1296 અલાદ્દીન ખિલજી,
4 = 1316 સાહાબુદ્દીન ઓમર શાહ,
5 = 1316 કુતુબુદ્દીન મુબારક શાહ,
6 = 1320 નસીરુદ્દીન ખુસરો શાહ,
1320 ખિલજી વંશનો અંત
(શાસનનો સમયગાળો - આશરે 30 વર્ષ)

**તુગલક વંશ :**
1 = 1320 ગયાસુદ્દીન તુઘલક -૧,
2 = 1325 મુહમ્મદ બિન તુગલક -૨,
3 = 1351 ફિરોઝશાહ તુગલક,
4 = 1388 ગયાસુદ્દીન તુઘલક-૨,
5 = 1389 અબુબકર શો,
6 = 1389 મુહમ્મદ તુઘલક -૩,
7 = 1394 સિકંદર શાહ એલ,
8 = 1394 નસીરુદ્દીન શાહ દુસરા,
9 = 1395 નુસરત શાહ,
10 = 1399 નસીરુદ્દીન મોહમ્મદ શાહ,
11 = 1413 દોલત શાહ,
1414 તુઘલક વંશનો અંત
(શાસન અવધિ - અંદાજિત 94)

**સૈયદ વંશ :**
1 = 1414 ખિઝર ખાન,
2 = 1421 મુઇઝુદ્દીન મુબારક શાહ-૨,
3 = 1434 મુહમ્મદ શાહ -૨,
4 = 1445 અલ્લાઉદ્દીન આલમ શાહ,
1451 સઈદ વંશનો અંત
(શાસનનો સમયગાળો - આશરે 37 વર્ષ)

**લોદી વંશ :**
1 = 1451 બહલોલ લોઢ,
2 = 1489 એલેકઝાન્ડર એલ,
3 = 1517 ઈબ્રાહીમ લોદી,
રાજવંશ 1526 માં સમાપ્ત થાય છે.
(શાસનનો સમયગાળો - આશરે 75 વર્ષ.)

**મુઘલ વંશ પ્રથમ શાસન :**
1 = 1526 જહરુદ્દીન બાબર,
2 = 1530 હુમાયુ,
1539માં મોગલ વંશનો અંત આવ્યો
(શાસન અવધિ - 23 વર્ષ.)

**સૂરી રાજવંશ :**
1 = 1539 શેર શાહ સૂરી,
2 = 1545 ઇસ્લામ શાહ સૂરી,
3 = 1552 મહમૂદ શાહ સૂરી,
4 = 1553 ઈબ્રાહીમ સુરી,
5 = 1554 ફિરોઝ શાહ સૂરી,
6 = 1554 મુબારક ખાન સૂરી,
7 = 1555 એલેકઝાન્ડર સુરી,

સૂરી રાજવંશનો અંત.
(સુરીનુ 16 વર્ષ સુધી શાસન)

**મુઘલ વંશશ પુનઃ સ્થાપિત :**

1 = 1555 હુમાયુ ફરીથી સત્તા પર,
2 = 1556 જલાલુદ્દીન અકબર,
3 = 1605 જહાંગીર સલીમ,
4 = 1628 શાહજહાં,
5 = 1659 ઔરંગઝેબ,
6 = 1707 શાહઆલમ એલ,
7 = 1712 ઝાહદર શાહ,
8 = 1713 ફારૂકસીઆર,
9 = 1719 રાયફુડુ,
10 = 1719 રાયફુદ્દુ દૌલા,
11 = 1719 નેકુશિયાર,
12 = 1719 મહમૂદ શાહ,
13 = 1748 અહમદ શાહ,
14 = 1754 આલમગીર,
15 = 1759 શાહઆલમ,
16 = 1806 અકબર શાહ,
17 = 1837 બહાદુર શાહ ઝફર,
1857 મુઘલ વંશનો અંત આવ્યો
(શાસનનો સમયગાળો-અંદાજે 315 વર્ષ.)

**બ્રિટનનું અંગ્રેજ રાજ :**

1 = 1858 લોર્ડ કેનિંગ,
2 = 1862 લોર્ડ જેમ્સ બ્રુસ એલ્ગિન,
3 = 1864 લોર્ડ જહાં લોરેન્સ,
4 = 1869 લોર્ડ રિચાર્ડ મેયો,
5 = 1872 લોર્ડ નોર્થબુક,
6 = 1876 લોર્ડ એડવર્ડ લેટિનલોર્ડ,
7 = 1880 લોર્ડ જ્યોર્જ રિપન,
8 = 1884 લોર્ડ ડફરીન,
9 = 1888 લોર્ડ હની લેન્સન,
10 = 1894 લોર્ડ વિક્ટર બ્રુસ એલ્ગિન,
11 = 1899 લોર્ડ જ્યોર્જ કર્ઝન,
12 = 1905 લોર્ડ ટીવી ગિલ્બર્ટ મિન્ટો,
13 = 1910 લોર્ડ ચાર્લ્સ હાર્ડિંગ,
14 = 1916 લોર્ડ ફ્રેડરિક સેલ્મસફોર્ડ,
15 = 1921 લોર્ડ રૂક્સ આઇઝેક રાઇડિંગ,
16 = 1926 લોર્ડ એડવર્ડ ઇર્વિન,
17 = 1931 લોર્ડ ફ્રીમેન વેલિંગ્ટન,
18 = 1936 લોર્ડ એલેકઝાન્ડર લિનલિથગો,
19 = 1943 લોર્ડ આર્ચીબાલ્ડ વેવેલ,
20 = 1947 લોર્ડ માઉન્ટબેટન,
બ્રિટિશ શાસન 90 વર્ષ સુધી ચાલ્યું.

અલબત, અંગ્રેજો ભારતમાં આવ્યા એને 250 વર્ષ થયાં હતાં. પણ દાયકાઓ સુધી તેમણે ભારતની માનસિકતા સમજી અને ત્યાર બાદ પોતાનું શાસન લાધ્યું.

**આઝાદ ભારત :**

**વડાપ્રધાન :**

1 = 1947 જવાહરલાલ નેહરુ,
2 = 1964 ગુલઝારીલાલ નંદા,
3 = 1964 લાલ બહાદુર શાસ્ત્રી,
4 = 1966 ગુલઝારીલાલ નંદા,
5 = 1966 ઇન્દિરા ગાંધી,
6 = 1977 મોરારજી દેસાઈ,
7 = 1979 ચરણ સિંહ,
8 = 1980 ઈન્દિરા ગાંધી,
9 = 1984 રાજીવ ગાંધી,
10 = 1989 વિશ્વનાથ પ્રતાપ સિંહ,
11 = 1990 ચંદ્રશેખર,
12 = 1991 પીવી નરસિમ્હા રાવ,
13 = 1996 અટલ બિહારી વાજપેયી,
14 = 1996 એચ.ડી. દેવેગૌડા,

15 = 1997 આઇકે ગુજરાલ,
16 = 1998 અટલ બિહારી વાજપેયી,
17 = 2004 ડૉ. મનમોહન સિંહ,
18 = 2014 થી નરેન્દ્ર મોદી...

મુસ્લિમ શાસકોનાં રાજ્યને સમગ્ર ભારત પરનું રાજ્ય અથવા હુકુમત ન કહી શકાય. પણ યુગોથી ચાલી આવતી પરંપરા મુજબ દિલ્હી જેના કબજામાં હોય એ મુખ્ય શાસક હોય એવું કહેવામાં આવતું. પણ કાળક્રમે આ સિનારિયો બદલ્યો. આઝાદી સમયે ૫૫૦+ રજવાડાંઓ હતાં. દરેક રાજનાં પોતાનાં સીમાડાઓ હતા, કાનુન હતો, ઘણાં રજવાડાંની પોતાની કરન્સી હતી. રાજા વિર વિક્રમ, પોરસ, અશોક, ચંદ્રગુપ્ત મૌર્ય, ઇત્યાદિ મહાન રાજાઓનાં શાસન કાળ બાદ ભારતનો સુવર્ણ યુગ ધીમે ધીમે આથમી ગયો. ચક્રવર્તી સમ્રાટ ત્યાર બાદ કોઈ ન બની શક્યા.

ધીમે ધીમે રાજાઓની સોચ એટલી ક્ષીણ થતી ગઈ કે પોતાનું રજવાડું જ દેશ લાગવા માંડ્યું. પતનનું આ સૌથી મોટું કારણ. પાટણનાં રાજા પાટણને પોતાનો દેશ સમજતા અને મોરબી સ્ટેટ્સનાં રાજાઓ મોરબીને દેશ કહેતા. આવી વિચાર ધારા દરેક રજવાડાંઓમાં પેસી ગઈ. અખંડ ભારત પર શાસન કરવા જેટલું સામર્થ્ય નહોતું એવું પણ નથી. પણ સંપનાં અભાવે દુશ્મનો ફાવી ગયા હતા.

મહારાણા પ્રતાપ, છત્રપતિ શિવાજી મહારાજ જેવા ઝુઝ રાજાઓ હતા, જેમણે જીવન ભર મુઘલો સામે યુદ્ધ કર્યું. એમાં પણ હિંદુ શબ્દ સૌ પ્રથમ વખત છત્રપતિ શિવાજી મહારાજે આગળ કર્યો અને હિંદવી સરકાર સ્થાપવા ચળવળ ચલાવી. પણ અફસોસ, અમુક અપવાદો સિવાય કોઈ રાજાઓ તૈયાર નહોતા થયા. મહારાણા પ્રતાપે ઘાસની રોટલી ખાઈ ને ૨૦ વર્ષ જંગલમાં વિતાવ્યા ત્યારે કોઈ રજવાડું આગળ નહોતું આવ્યું. ત્યારે ભીલ જ્ઞાતિએ સાથ આપ્યો હતો. મહારાણા પ્રતાપ ૭ ફુટ ઉંચા હતા. ૮૦ કિલ્લોનો માત્ર ભાલ્લો રાખતા. જ્યારે અકબરનું વજન ૪૫ કિલ્લો હતું. અકબર દેખાવે અતિ સામાન્ય હતો. આપસમાં કુસંપનાં કારણે મુઠ્ઠી ભર મુઘલ અને ત્યાર બાદ અંગ્રેજો ફાવી ગયા હતા.

**આ પર થી શીખ લેવી જોઈએ કે એકતામાં જ અખંડિતા છે.**

હવે ભારત નવા પરિપેક્ષમાં વિકાસની હરણફાળ ભરી રહ્યું છે. આગામી સમયમાં મોદીજીના નેતૃત્વમાં વિશ્વગુરુ બનવા તરફ અગ્રસર છે, વિશ્વની ત્રીજી અર્થવ્યવસ્થા બનવા જઇ રહ્યા છીએ. ત્યારે સૌએ ભારતની મહાગાથામાં ભારત માતા કી જયનો જયઘોષ કરવો જોઇએ.

અંજલિ

આર્યવર્ત, જંબૂદ્વીપ, ભારતવર્ષ, ભારતખંડ,
ભારત, હિન્દુસ્તાન, હિંદ, ઇન્ડિયા. એમ
અનેક નામો, કાળખંડ, આક્રમણ, અનેક
શાસકો બાદ આજે પણ ભારત પોતાનો
ઇતિહાસ જાળવીને બેઠું છે.
ગર્વ કરો ભારતીય હોવાનો.
ભારત માતા કી જય.

# કાન ગીત...

કાહે મિસરી મખનિયાં છોડ દિન્હી રે..
મોરી કોરી ગગરિયાં ફોડ દિન્હી રે...!
મેં તો ચલી થી પિયુજીરી વાટે,
મિલ ગયે તુમ પનઘટ કી ઘાટે.
કાહે બિછાઇ દિયે રાહોં મેં કાંટે..
મોરી ગોરી કલઇયાં મરોડ દિન્હી રે...
મોરી કોરી ગગરિયાં ફોડ દિન્હી રે..!
આજ સે કાન્હા તું મોહે નાં બતિયાના..
વારી વારી નાં મોહે સતિયાના...
મેં કહુંગી મૈયા યશોદા કો..
અબ તુમ્હારે કાન્હા કો રોકો..
મોરી ભીગી ચુનરિયાં નિચોડ દિન્હી રે...
મોરી કોરી ગગરિયાં ફોડ દિન્હી રે...!
રંગ રંગ બરસે "સારથિ" ગગનિયાં,
કૂહૂક બોલે કારી કોયલિયાં.
કાહે ફૂટી ગગરિયાં જોડ દિન્હી રે...
મોરી કોરી ગગરિયાં ફોડ દિન્હી રે..!



- રમેશપુરી ચુ. ગોસ્વામી ‘સારથિ’
લાકડિયા, ભચાઉ (કચ્છ)



# **પપ્પા**ની કિંમત આપણે રોજ નથી કરતા...

- લલિતપુરી આર. ગોસ્વામી

પપ્પાની કિંમત આપણે રોજ નથી કરતા..... એ દોડ્યા કરે છે એટલે એના તરફ ધ્યાન નથી જતું..... એની કમર દુખવાની કે હૃદયમાં દુખાવાની ફરિયાદ આપણા કાન સુધી નથી પહોચતી..... એટલે પપ્પા આપણને હંમેશા ફિટ લાગે છે. પણ....! કેટલાયે હરતા ફરતા પપ્પા સવારે ઉઠતાં નથી ત્યારે એની સાથે ઘણી વાતો કરવાની રહી જ જાય છે... એનાં "SILENT ATTACK" પાછળ કેટલાય ઘોંઘાટ જવાબદાર હશે શી ખબર...?

પપ્પા એટલે દીકરાને નોકરી ન મળે અને દીકરીને સારું સાસરું ન મળે ત્યાં સુધી મનમાં ને મનમાં મૂંઝાતા અને છતાં બહારથી હિમત આપતા રહેતા એવા વડીલ જેને અચાનક જ વૃધ્દ્ધત્વ આવી જાય છે.

દીકરી સાસરે જાય અને પપ્પા નામના આ વૃક્ષમાં અચાનક પાનખર બેસી જાય છે. સાંજનો સુરજ એને ચશ્માામાંથી પણ ધૂંધળો





દેખાય છે. પણ એની આંખનું પાણી ક્યારેય એની કોરની સીમાને લાંઘતું નથી.

દીકરીની વિદાય વખતે કદાચ એટલે જ આઘા પાછા થઈ જતા હશે. કારણકે એકવાર આ બંધ તૂટતો હશે તો પછી શહેર ના શહેર તણાઈ જતા હશે.

પપ્પા... જેના ખભ્ભે બેસીને મેળો પણ જોઈ શકાય અને શેરબજારમાં ડૂબી જઈએ તો જેના ખભ્ભે રડી પણ શકાય.

પપ્પા એટલે એવી યાત્રા જે યાત્રાનું મૂલ્ય એના અંતિમ વિસામા પછી જ આંકી શકાય.

જે પપ્પા આખી જિંદગી શું કર્યા કરતા હતા એ ખબર ન હોય એની અંતિમ યાત્રામાં એની પાછળ આવતી લાઈન જોઈને ખબર પડે કે પપ્પા આખી જિંદગી બોલ્યાં વગર કંઈ કેટલુંય કરતા રહ્યા હશે.

પપ્પા... તમે દેખાતું ઘર નથી, તમે ના દેખાતો એવો ઈમારતનો પાયો છો. તમે પુષ્પ નથી, તમે સુગંધ છો. તમે રસ્તો નથી. સાઈન બોર્ડ છો. અંધારામાં પણ રસ્તો બતાવતા રહો છો.

પપ્પાને કહીએ કે તમે ઘરની એવી વ્યક્તિ છો જેનાં પૈસાથી અમે ઇચ્છા પૂરી કરી છે કે નહિ એ તો નથી ખબર પણ બે સમયની રોટલી એનાથી જ મળી છે.

તમને કાચી કે પાકી પણ છત આપી છે. આપણે શાંતિની નિંદર માણી રહ્યા છીએ તો એમની આંખોએ ચોક્કસ ઉજાગરા વેઠ્યા હશે. હંમેશા પપ્પાનાં કઠોર હ્રદયની પાછળ છૂપાયેલી કોમળતાને ઠેસ ના પહોંચાડતા..!

પપ્પાને કદાચ તમારી નવી ટેકનોલોજી કે નવી આઇ.ટી ની દૂનિયામાં સમજ ના પડે અથવા ઓછું ફાવે તો... હળવેકથી વ્હાલ કરીને સમજાવજો પણ કયારે પણ એવું ના બોલતા કે તમને ખબર ના પડે! ચૂપ રહો..!

ખાસ કરીને, મમ્મીની હાજરીમાં કે તમારી વહુ કે છોકરા- છોકરીઓની હાજરીમાં તો નહી જ !!!

કેમ કે, તમારી ગેરહાજરીમાં પપ્પા સાથે ઘણા અપમાનજનક વર્તણૂંક તમારા છોકરા કે છોકરી કે વહુઓ કરતા થઈ જશે. માટે આવી પળ કયારે પણ ના આવવા દેતા.. !

હંમેશા માન - સન્માન જ આપજો, ભલે એમની ૧૦૦ ભૂલો થાય.

**પિતા વગરની જિંદગી એટલે ભગવાન વગર નું મંદિર.**

# કંઈ **કામ-કાજ** હોય, તો **કહેજો...**




**પિતામ્બરપુરી આર. ગોસ્વામી**
**સુરત**


જામનગરની તત્કાલીન ઇરવીન હોસ્પિટલમાં એક દાદાને દાખલ કરવામાં આવ્યા હતાં...!

એનો સુપુત્ર તેની સાથે સેવા ચાકરી માટે હાજર હતો...!

એક સંબંધી દાદાના ખબર પૂછવા હોસ્પિટલમાં આવ્યા અને પુત્રને દાદાની તબિયત વિષે વિશદ્ પૂછપરછ કરી...!

પછી કહ્યું : મુંઝાતો નહીં., કાંઈ કામકાજ હોય તો કહેજે...!

પુત્રએ બોલને ટપ પડવા દીધી નહીં અને કહ્યું : "સારું થયું તમે પૂછ્યું...!"

"આજે રાત્રે જ હોસ્પિટલમાં સુવા માટે એક વ્યક્તિની જરૂર છે... તો તમે રાત્રે દસ વાગ્યા સુધી આવી જજો...!"

પાડોશી થોડા મુંઝાયા પછી કહ્યું: "આજે તો મેળ પડે એમ નથી...!

પુત્રએ કહ્યું વાંધો નહીં, આજ રાત હું ગમેતેમ કરીને ખેંચી લઈશ, તમે કાલે સવારે ચા નાસ્તો લઈને સવારે આઠ વાગ્યે આવી

જજો...! તો હું ઘરે જઇ સાંજ સુધી થોડો આરામ અને થોડું ઘરનું કામ પતાવીને આવી જઇશ...!

પાડોશી વધારે મુંઝાયા...! એમણે કહ્યું: "સોરી એ પણ શક્ય નહીં બની શકે...!"

એટલે પુત્રએ છેલ્લો દાવ ખેલ્યો...!

એ કહે, "વાંધો નહીં, તમે ખાલી ત્રીસ હજાર રૂપિયાની વ્યવસ્થા કરી આપશો...?"

પાડોશી નર્વસ થઇ ગયા.! એમણે કહ્યું: રૂપિયાની સગવડ કરવી મુશ્કેલ છે...!

પુત્રએ હવે કહ્યું: તો શું કામ એમ કહો છો કે કાંઈ કામકાજ હોય તો કહેજો...?

સામાન્ય સંજોગોમાં આપણે કોઈને જોવા જઈએ ત્યારે ૯૯% લોકો લુખ્ખી ફોર્માલીટી કરતા હોય છે...!

મારો વ્યક્તિગત અનુભવ એવો છે કે "કાંઈ કામકાજ હોય તો કહેજો..." એવું કહેનાર વ્યક્તિ અલગ હોય, અને જે ખરેખર તમારી તકલીફ સમયે તમને મદદરૂપ થાય છે, તે તમને કદી પૂછતાં નથી, એ સીધા મદદ કરવા જ પહોંચી જ આવે છે...!




શ્રી દશનામ ગોસ્વામી જ્ઞાતિ મંડળ (રજી. ટ્રસ્ટ) જામનગર સંચાલિત

**શ્રી ચેતનગીરી મધુગીરી ગોસ્વામી**

# દશનામ ગોસ્વામી મેડિકલ ભવન - અમદાવાદ

**સિવિલ હોસ્પિટલ, ગેઈટ નં. ૫ ની સામે, મુખીવાસ, જહાંગીરપુરા, અસારવા, અમદાવાદ. M.: 98984 16915**

**શ્રી દશનામ ગોસ્વામી** સમાજના દર્દી પરિવારને **વિનામુલ્યે** (નિઃશુલ્ક) **રહેવાની** સુવિધા પુરી પાડતું **ભવન.**

## આ કલ્યાણકારી સેવાકીય કાર્યમાં યથાશક્તિ સ્વૈચ્છીક યોગદાન આપી આભારી કરશોજી.

**મેડિકલ ભવન માટેનું આપવામાં આવેલું દાન સંપૂર્ણપણે આવકવેરા નિયમને આધિન 11(B)80G(5)25/11-12/903 JAMNAGAR DT: 29/6/2912 ના આધારિત આવકવેરામાં માફી પાત્ર છે.**

**SCAN TO PAY**
WITH ANY BHIM UPI APP



:: બેંકની વિગત ::

ખાતાનું નામ : **શ્રી દશનામ ગોસ્વામી જ્ઞાતિ મંડળ જામનગર**

બેંકનું નામ : **બેન્ક ઓફ બરોડા** (લાલ બંગલા શાખા) જામનગર.

ખાતા નંબર : **58090 10000 0447**

IFSC Code : **BARB0LALJAM** (Fifth Letter is ZERO)

:: વહીવટી કાર્યાલય ::

**શ્રી હેમેન્દ્રગીરી સુંદરગીરી ગોસ્વામી**
સ્વામિનારાયણ નગર, શેરી નં. ૫ (બંધ શેરીના નાકે), હાલાર હાઉસ પાછળ, જામનગર-૩૬૧૦૦૧. **M.: 98248 88187**



# અમૃત બિંદુ...

જીંદગી ની કડવી પરંતુ
સાચી હકીકત એ છે કે,
ખુશ દેખાવું એ ખુશ રહેવા
કરતા પણ વધારે જરૂરી છે.

સરસ ને બદલે સરળ બનવાનો
પ્રયત્ન કરીએ કારણકે,
સરસ માત્ર આંખો સુધી પહોંચે છે
જ્યારે સરળ હ્રદય સુધી.

પરીપક્વતા એ નથી કે,
તમે મોટી મોટી વાતો કરો..
પરીપક્વતા એ છે કે,
તમે નાનામાં નાની વાત સમજો.

જીંદગીના નિયમો પણ
કંઈક કબડ્ડી જેવા છે,
જેવી સફળતાની લાઈન ટચ કરો કે
લોકો તમારો પગ ખેંચવા લાગી જાય.

એક સુખી જીવન જીવવા માટે
સારું ઘર નહીં,
પણ ઘરનો માહોલ
સારો હોવો જરૂરી છે.



# ડાયાબિટીસના દર્દીઓ માટે ઘરેલુ ઉપચાર...



ડૉ. નંદિની એસ. ગોસાઇ
જામનગર

*** લીંબુ :**

ડાયાબિટીસના દર્દીને વધુ તરસ લાગે છે. તેથી, વારંવાર તરસની સ્થિતિમાં, લીંબુનો રસ નીચોવીને પીવાથી વધુ પડતી તરસ શાંત થાય છે.

*** કાકડી :**

ડાયાબિટીસના દર્દીઓને થોડી ઓછી ભૂખ અને હળવો ખોરાક લેવાની સલાહ આપવામાં આવે છે. આવી સ્થિતિમાં વારંવાર ભૂખ લાગે છે. આ સ્થિતિમાં કાકડી ખાવાથી ભૂખ સંતોષવી જોઇએ.

*** ગાજર-પાલક :**

આવા દર્દીઓએ ગાજર-પાલકનો રસ મિક્સ કરીને પીવો જોઇએ. તેનાથી આંખોની નબળાઈ દૂર થાય છે.

*** સલગમ :**

ડાયાબિટીસના દર્દીએ તરબૂચ, ગોળ, પરવલ, પાલક, પપૈયા વગેરેનો વધુ ઉપયોગ કરવો જોઈએ. સલગમના ઉપયોગથી લોહીમાં હાજર સુગરની માત્રા પણ ઓછી થાય છે. તેથી સલગમના શાક, પરાઠા, સલાડ વગેરે સ્વાદમાં ફેરફાર કરીને લઈ શકાય.

*** જામુન :**

જામુન એ ડાયાબિટીસની સારવારમાં પરંપરાગત દવા છે. જામુનને ડાયાબિટીસના દર્દીનું ફળ કહેવું અતિશયોક્તિ નહીં ગણાય, કારણ કે તેની દાળ, છાલ, જ્યુસ અને પલ્પ બધું જ ડાયાબિટીસમાં અત્યંત ફાયદાકારક છે. ઋતુ પ્રમાણે ઔષધિ તરીકે જામુનનું પુષ્કળ પ્રમાણમાં સેવન કરવું જોઈએ.



# આપણું પોતાનું **સત્ય** આપણને **તારે** છે, બીજાનું નહીં...

મંથનપુરી એલ. ગોસ્વામી
સુરત



એક માણસ થાક્યો પાક્યો કામ પરથી ઘેર આવે છે અને પોતાની પત્નીને પાણી લાવવા માટે કહે છે. પત્ની પાણી લઈને આવે તે પહેલા તેને ઊંઘ આવી જાય છે. વહેલી સવારે જ્યારે આંખ ખૂલે છે તો પત્ની પાણીનો ગ્લાસ લઈને ઊભી છે.

પતિએ કહ્યું તું અહીં અત્યારે પાણીનો ગ્લાસ લઈને કેમ ઉભી છો?

પત્નીને કહ્યું: તમે ઑફિસેથી આવીને પાણી મગાવ્યું અને હું પાણી લઈને આવી ત્યાં તમે ઊંઘી ગયા. તમને ખલેલ પાડવાનું મને ઉચિત લાગ્યું નહીં, પરંતુ મને થયું કે તમારી આંખો ખૂલશે અને તમને પાણીની જરૂર પડશે તો એટલે હું ઊંઘી નહીં અને પાણીનો ગ્લાસ લઈને ઊભી છું.

પતિએ કહ્યું; તું કેવી ગાંડી છે. આમ આખી રાત ઊભા રહેવાની શું જરૂર હતી?

પત્નીએ કહ્યું; મને ઊંઘ આવી જાય તો તમને પાણી કોણ આપે?

આ વાત આખા ગામમાં પ્રસરી ગઇ. રાજાના કાન સુધી આ વાત પહોંચી. રાજા ખુદ પતિવ્રતા નારીના દર્શન માટે આવ્યા. તો ગામલોકો પણ એકઠા થઇ ગયા. કોઇએ ફૂલ ચઢાવ્યાં, કોઇએ ભેટ આપી તો કોઇએ પ્રશંસાના પુષ્પો વેર્યા. રાજાએ સોનાના હારની ભેટ આપીને કહ્યું; આવો અદ્ભુત પ્રેમ મેં કદી જોયો નથી.

આ બધું જોઈને પાડોશમાં રહેતી સ્ત્રીને આગ લાગી ગઇ. તે ઈર્ષ્યાથી જલી ઊઠી. તેણે કહ્યું, આમાં કઇ મોટી વાત છે. તેણે ક્યો મોટો મીર માર્યો છે. તેણે પોતાના પતિને કહ્યું, એક રાત તો શું હું દશ રાત આમ ઊભી રહી શકું છું.

તેણે પોતાના પતિને કહ્યું; આજે થાક્યા પાક્યા તમે મોડા આવજો. આવીને પથારીમાં આડા પડી જજો અને મારી પાસે પાણી મગાવજો. હું પાણી લઇને આવું ત્યાં સુધીમાં તમે ઊંઘી જજો અને હું પાણીનો ગ્લાસ પકડીને ઊભી રહી જઇશ.

પતિએ તેના કહ્યાં મુજબ થાકેલો નહોતો પણ થાકેલો હોવાનો દેખાવ કર્યો. તરસ લાગી નહોતી છતાં પાણી માગ્યું અને ઊંઘ આવતી ન હોવા છતાં પત્નીને ખાતર પથારીમાં આંખો મીંચીને પડી રહ્યો અને છેવટે ઊંઘ આવી ગઇ. પત્ની થોડીવાર ગ્લાસ પકડીને ઊભી રહી પછી તેને થયું કે અહીં આખી રાત જોવાવાળું કોણ છે. નિરાંતે ઊંઘી લઉં. સવારે પ્યાલો લઇને પાછી ઊભી રહી જઇશ.

સવારે પતિની આંખો ખૂલી પણ પત્ની તો પથારીમાં નીરાતે ઊંઘતી હતી. પતિએ પાછી આંખો બંધ કરી દીધી. અંજવાળુ થઇ ગયું પણ પત્ની જાગી નહીં. પતિએ ઊંઘમાં હોવાનો ડોળ કર્યો.

થોડીવાર પછી પત્ની જાગી અને પાણીનો ગ્લાસ પકડીને ઊભી રહી ગઇ. અને પતિને ઉઠાડીને આ વાત આજુબાજુ ફેલાવી દીધી, પણ રાજા આવ્યા નહીં અને ગામ લોકો પણ આવ્યા નહીં.

આ સ્ત્રીને ખૂબ ગુસ્સો આવ્યો અને તે રાજાનાં દરબારમાં પહોંચી અને કહ્યું; આ તે કેવો ન્યાય છે એક એવું કરે તો તેનું સન્માન થાય અને અમે એવું કરીએ તો અમારો ભાવ પણ ન પૂછાય. એક એવું કરે તો સોનાનો હાર મળે અને બીજાની સામે પણ ન જોવાય. તમે કેવા રાજા છો ? તમારો ન્યાય કેવો છે ?

રાજાએ કહ્યું; તું એકદમ પાગલ છો. તેણે સન્માન મેળવવા માટે આમ કર્યું નહોતું. થઇ ગયું હતું. તે સન્માન મેળવવા માટે આમ કર્યું એટલે બધું જૂઠું થઇ ગયું. તે મારા દરવાજા પર આવી નહોતી. અને તું મારા દરવાજા સુધી પહોંચી ગઇ. જે સ્વાભાવિક હોય છે તે કરવું પડતું નથી, એની મેળે થઇ જાય છે.

સારા હોવું, નૈતિક હોવું, ધાર્મિક હોવું સારું છે, પરંતુ તેમાં દંભદેખાડો હોવો જોઇએ નહીં. માણસ જે બહારથી શોભે છે તે લાંબો સમય ટકતું નથી. આપણું પોતાનું સત્ય આપણને તારે છે, બીજાનું નહીં. કંઇક પ્રાપ્ત કરવા માટે કસોટીમાંથી પસાર થવું પડે.

દર્શનપુરી ડી. ગોસ્વામી
સુરત



- શિક્ષક: "બોલો જોઈએ મારા મગજ અને આ મારા મગજના એક્સ-રે ફોટા વચ્ચે શો ફરક છે ?"
  મનિયો: "સર, એક્સ-રે ફોટો ડેવલપ થયેલો હોય છે."

•••

- પપ્પૂ: હૂ ફૈલ થવા માંગુ છૂ ,
  દોસ્ત: કેમ ?
  પપ્પૂ: પપ્પા એ કહ્યું છે કે " ફસ્ટ આયો તો સાઇન્સ, સેકેંડ આયો તો આટ્ર્સ, ફૈલ થયો તો પરણાવી દઈશ .

•••

- શિક્ષક: એક મહાન વૈજ્ઞાનિકનું નામ કહો?
  રોહન: આલિયા ભટ્ટ
  શિક્ષક: આટલા દિવસ એવુ જ શીખ્યો.
  બીજો છોકરો: સાહેબ આતો તોતલો છે, એ બોલે છે કે "આર્યભટ્ટ".

•••

- ટીચર: એક વર્ષ મા કેટલી રાત્રી હોય છે?
  ગોપાલ: 10 રાત્રી હોય છે!!
  ટીચર: 10 રાત્રી કેવી રીતે?
  ગોપાલ: 9 નવરાત્રી અને 1 શિવરાત્રી.

•••

- પત્ની: આજે મેં તમારા માટે ડિનરમાં ખાસ વાનગી બનાવી છે. જમતાંની સાથે જ તમારી મગજની બધી ગરમી દૂર થઈ જશે.
  પતિ: અચ્છા, શું બનાવ્યું છે?
  પત્ની: નવરત્ન તેલના પકોડા...!!

•••

- ટીચર: ગોલૂ , આમંત્રણ અને નિમંત્રણ મા શુ અંતર હોય છે ?
  ગોલૂ: મેડમ, જે મંત્રણા આમ ના ઝાડ નીચે કરવામા આવે તે આમંત્રણ અને જે નીમ ના ઝાડ નીચે કરવામા આવે તે નિમંત્રણ.

•••

- પિતા: બેટા, અમેરિકા મા તો 15 વર્ષ ના છોકરાઓ પણ પોતાના પગે ઉભા થઇ જાય છે .
  પુત્ર: પણ પપ્પા ભારતમા તો 1 વર્ષ ના બાળકો પણ દોડતા થઇ જાય છે !!

•••

- શરાબી પતિ દારૂ પી ને ઘરે આવ્યો તો એ પત્ની ની ડાટ થી બચવા માટે એક ચોપડી ખોલી ને વાંચવા લાગ્યો.
  પત્ની: આજે પાછા દારૂ પી ને આવ્યા છો?
  પતિ: ના, નહિ તો.
  પત્ની: તો પછી આ સૂટકેસ ખોલી ને શુ કરો છો?

•••

- ગોલુ: મમ્મી, તમને એ પ્લેટની યાદ છે, જેમાં તમને હંમેશા એ વાતની ચિંતા રહેતી હતી કે એ ટૂટી ના જાય?
  મમ્મી: હા, પણ આજે કેમ એની વાત કરે છે?
  ગોલુ: તારી ચિંતા પૂરી થઇ ગઇ.

•••



# ભૂલતા શીખો...

ડૉ. સાગરગીરી આર. ગોસાઈ
જામનગર



એક કાર્ડિયોલોજીસ્ટ [હ્રદય]ના ડોકટરના નવા દવાખાનાનું ઉદ્ઘાટન હતું. દવાખાનાની મુલાકાતે આવનાર દરેક જણ સામેની દીવાલ પર લખેલું વાક્ય જોઇને અચરજ પામતા. સામેની સફેદ ભીંત પર જુદા જુદા રંગથી જુદી જુદી ભાષામાં મોટા અક્ષરે એક જ વાક્ય લખ્યું હતું, જે ગુજરાતીમાં હતું. 'મારી પાસે આવી પૈસા ન ખર્ચવા હોય તો આગળ દર્શાવેલો માર્ગ અપનાવો અને આગળના વળાંકની દીવાલ પર એરો કરેલો હતો...'



આ વાક્ય વાંચી બધા કુતૂહલ સાથે તુરંત તે વળાંક તરફ વળતાં અને તે વળાંક બાદ પેસેજમાં જે દીવાલ હતી તેની બધી સફેદ રંગની દીવાલ પર જુદા જુદા રંગોથી જુદી જુદી ભાષામાં બે અક્ષરનાં નાનાં નાનાં વાક્યો લખ્યાં હતાં, જે ગુજરાતીમાં હતાં,

**ભૂલતાં શીખો**
**હસતાં શીખો**
**આપતાં શીખો**
**માફ કરો**
**નફરત છોડો**, વગેરે વગેરે.....

અને સામે ડોકટરની કેબીન આવતી હતી. ત્યાં દરવાજા પર



લખ્યું હતું,

**‘જબરદસ્ત યાદશક્તિ ધરાવનારનું સ્વાગત છે.’**

**‘કંજૂસ લોકો વિશેષ આવકાર્ય છે.'**

આ રીતનું લખાણ અને જુદા જ પ્રકારનું ઇન્ટીરીયર ડેકોરેશનની સ્ટાઇલ જોઇને બધાને નવાઈ લાગી. એક મિત્રે આ બધું વાંચીને, ડોકટર આ કઇ રીતનું ઇન્ટીરીયર છે. બહુ પૈસા કમાઇ લીધા છે કે પૈસા કમાવાનો શોખ નથી.

ડોકટર હસ્યા અને બોલ્યા, ‘દોસ્ત, આ સાચો સંદેશ છે.

લોકોના હ્રદયમાં પીડા થાય, તેમને હ્રદય રોગનો હુમલો આવે તો જ આપણી પ્રેકટીસ ચાલે તે વાત સાચી, પણ એક સાચા ડોકટર તરીકે લોકોને તક્લીફ ન થાય તે માટેનો સાચો રસ્તો બતાવવાની આપણી ફરજ છે. કામ કરી કરીને હદય થાકે અને પીડા થાય એક વાત છે, પણ જૂની જૂની અને નાની નાની તકલીફ્દાયક વાતો યાદ કરીને. . . દુ:ખી થઈને... ગુસ્સો કરીને... ન કરવાના વિચારો કરીને મન અને મગજ... હ્રદયને જે તકલીફ આપે છે તેથી હદયરોગ વધે છે.

મેં તે માટેનો સંદેશ આપ્યો છે, ભૂલતાં શીખો... ભૂતકાળને ભૂલી જાવ, ન ગમતું ભૂલીને આગળ વધી જાવ, સુખ હોય કે દુઃખ સદા હસતા રહો... દુઃખ પર રડી રડીને તેને વધારો નહિ... નફરત છોડી પ્રેમ કરો... વેર છોડી માફી આપો... જે થાય તેને યાદ રાખો નહિ, તો હ્રદયની તંદુરસ્તી સારી રહેશે અને મારી જરૂર નહિ પડે. બાકી જેની યાદશક્તિ બહુ સતેજ છે, જેઓ કંઈ ભૂલતા નથી... જેઓ કંજૂસ છે, કંઈ છોડતા નથી, કંઈ આપતા નથી, તેમની સારવાર માટે હું અહીં બેઠો છું.'

યુવાન ડોકટરે નાનાં નાનાં વાક્યો દ્વારા જુદી જ રીતે સાચો સંદેશ આપ્યો હતો.

**સપ્તરંગની બનેલી આ દુનિયા માં ઈશ્વર એ કોઈના પણ જીવન માં સાતેય રંગ નથી પૂર્યા દરેક જીવન માં કોઈ એક રંગ તો ખૂટે જ છે - જે ખૂટે છે એ મેળવવા ના પ્રયાસ - એનું નામ જ જીવન.**

# આજનું **ચલણ**



# Today's **CURRENCY**



# આભાર

ૐ નમો નારાયણ,

અત્યંત આનંદની લાગણી સાથે આ **'દશનામ સરક્યુલર'** ઈ-મેગેઝીનનો **ડીસેમ્બર–૨૦૨૩**નો **૧૮મો** અંક આપની સમક્ષ રજૂ કરું છું.

મને આશા છે કે આ અંક પણ આપને જરૂર ગમશે અને ઉપયોગી થશે. અગર આપ એવું ઈચ્છતા હો કે આ અંક આપણા સમાજના દરેક પરિવાર, સભ્ય સુધી પહોંચે, તો આપ આપના સગા-સ્નેહીજનો-મિત્રોના ગ્રુપમાં પણ જરૂર શેર કરજો.

**'દશનામ સરક્યુલર'** ઈ-મેગેઝીનમાં સંકલિત કરેલી કેટલીક ઉપયોગી માહિતી સોશિયલ મિડીયાના માધ્યમથી આપણા સમાજની દરેક વ્યકિત, પરિવાર સુધી પહોંચે અને ઉપયોગી થાય એવો અમારો આ નમ્ર પ્રયાસ છે. આ ઈ-મેગેઝિનનો અંક દર અંગ્રેજી મહિનાના પ્રથમ સપ્તાહમાં પ્રસિદ્ધ થાય છે.

'દશનામ સરક્યુલર' ઈ-મેગેઝીનને હજુ પણ શ્રેષ્ઠતમ બનાવવા આપના સૂચનો આવકાર્ય છે.

આ અંક માટે આપનો અભિપ્રાય અમને **વોટ્સએપ, ટેલિગ્રામ** અથવા **ઈ–મેલ** પર જરૂર મોકલશો, આપનો અભિપ્રાય અમારો ઉત્સાહ વધારશે.

'દશનામ સરક્યુલર' ઈ-મેગેઝીનના આગળના દરેક અંક આપ અમારી ટેલિગ્રામ ચેનલ :

**"DASHNAM Circular"**
**Telegram** Channel Link :
**https://telegram.me/dashnamcircular**

**WhatsApp** Group Link :
**https://chat.whatsapp.com/JetVbaUVzpFLD610IGk9hc**

પરથી દરેક અંક વિનામુલ્યે પ્રાપ્ત કરી શકો છો.

આપના આશીર્વાદ અને સાથ સહકાર મળતા રહે એવી અપેક્ષા સહ...
**ૐ નમો નારાયણ...**

- લલિતપુરી આર. ગોસ્વામી




# ‘દશનામ સરક્યુલર’
## અંક દર મહિને પ્રાપ્ત કરવા
### સ્કેન કરો અને વોટ્સએપ ગ્રુપ જોઈન કરો.

**DASHNAM**
CIRCULAR



**WhatsApp**
Group

# સાદર અર્પણ...

અમારામાં સંસ્કારો અને આવડતોનું સિંચન કરનાર
અમારાં માતા-પિતાને...

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ।।



**પૂ. પિતાશ્રી રામપુરી નારણપુરી ગોસ્વામી • પૂ. માતુશ્રી જમનાબેન રામપુરી ગોસ્વામી**

શ્રી પિતામ્બરપુરી રામપુરી ગોસ્વામી - અ.સૌ. અરૂણાબેન પિતામ્બરપુરી ગોસ્વામી
શ્રી શશીપુરી પિતામ્બરપુરી ગોસ્વામી - અ.સૌ. હેમાલીબેન શશીપુરી ગોસ્વામી
અર્પિતા
કુશકુમારપુરી પિતામ્બરપુરી ગોસ્વામી

•

શ્રી ધનસુખપુરી રામપુરી ગોસ્વામી - અ.સૌ. પુષ્પાબેન ધનસુખપુરી ગોસ્વામી
સુરજપુરી - દર્શનપુરી

•

શ્રી લલિતપુરી રામપુરી ગોસ્વામી - અ.સૌ. ભારતીબેન લલિતપુરી ગોસ્વામી
તન્વી - મંથનપુરી
( રબારીકા - જામજોધપુર / સુરત )